२७७आ

# પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે.

શ્રીનારાયણ હેમચંદ્ર

પ્રણીત



વિધવાવિવાહ હિતાર્થે છપાવી મફત

વેહેચનાર

## શેઠ દામોદરદાસ ગોરધનદાસ.



મુંબઈ,

નિર્ણયસાગર યંત્રાલયમાં મુદ્રિત કર્યું.

સન ૧૮૮૬.  સંવત્ ૧૯૪૨.

# અર્પણ પત્રિકા.

---

પુનર્વિવાહના અગ્રગણીય શેઠ માધવદાસ
રૂગનાથદાસની ભાર્યા
શ્રીમતી અખંડ સૌભાગ્યવતી
**ધનકોર બાઈ**

દેવિ?

આપ વિધવાની અધમ સ્થિતિ સુધારવાને તન મન ધનથી યત્ન કરો છો, યુવાન વિધવાના પ્રતિ માતૃભાવ દર્શાવીને તેઓને પોતાના પ્રત્યક્ષ સુદૃષ્ટાંતથી ઉત્સાહિત કરીને સુમાર્ગે લઇ જવાનો પ્રયત્ન કરો છો આવા આપના ઉત્તમ ગુણોથી આકર્ષાઇને આ લઘુ પુસ્તક આપને અર્પણ કરૂં છું.

મુંબઇ,
તા૦ ૪ જુન ૧૮૮૯.

આપનો વિનયાવનત
**નારાયણ હેમચંદ્ર.**

૨૮૭૫

# પુનર્વિવાહ કરવો એ શાસ્ત્રસંમત છે.

## પ્રથમોઽધ્યાયઃ

### ( વિધવાનાં દુઃખો. )

ભારતવર્ષમાં વિવાહનાં પરિણામ બહુ ભયંકર હોય છે ! બાલ્યાવસ્થામાં પતિવિયોગ થયાથી સ્ત્રીનું પાછું લગ્ન થતું નથી. આ રીતિ ઘણાક દિવસોથી આ દેશમાં ચાલતી આવે છે. પતિ-વિયોગથી સ્ત્રી જાતિનું બીજું કંઇજ રહેતું નથી. પતિની સંગે સંગે ખાવાનું, ફરવાનું, ખુશી ખુશાલી, આશા, વિશ્વાસ, ઉત્સાહ, અધ્યવસાય વગેરે જતાં રહે છે ! તેના ઉપર વળી સગાંવહાલાં-નો માર ! શુભ કામમાં વિધવાને ઉભા રહેવાની જગા નથી ! ભાઇ બેહેનના લગ્નની વેળાએ વિધવા બેહેનને હાથ નાખવાનો અધિકાર નથી. જેમ તેમ તે મનની વેદના સમાવી શકે છે, તેમાં વળી નાના પ્રકારની અડચણો આવે છે. વિધવાની વ્રતા-વલી રોજ તે મનની વેદનાને નવી નવી કરે છે. વિધવા મરણ-કાલ પર્યંત વિષદાહથી બળી જાય છે. પતિ વિયોગે ખુશી ખુશા-લીને દૂર કરવી એ સ્ત્રીજાતિનો સ્વાભાવિક ધર્મ છે. તેના ઉપર સમાજનો જુલમ ! શાસ્ત્રીઓ વિધવાના પ્રતિસ્પર્ધી છે ! તેથી વિધવાને ક્યાં જગા મળશે ?

કિશોર વયથી નવોઢા બાલિકા વિધવા થઈ ! સમસ્ત જીવ-નને માટે સંસારનું સુખ હારી બેઠી ! આહા ! જ્ઞાનનેત્ર ઉઘડ-વાની પેહેલાં પતિ વિયુક્ત બાલિકાઓ વૈધવ્ય-યંત્રણાથી પીડિત થશે, એ વાત મનમાં આવ્યાથી એવો કોઈ પણ માણસ નહિ

હશે કે, જેનું હ્રદય આર્દ્રીભૂત ન થાય! ક્યાં તે બાલિકા મનસુખથી ક્રીડા રસમાં આનંદ કરશે? ક્યાં તે આનંદના આવેશથી નાચતી ફરશે? ક્યાં તે સંસારનાં સુખની વસ્તુ મેળવવામાં લાગી રહેશે? ક્યાં વિધવા જાણીને ક્રીડા, આનંદ સુખથી એકે વારે છેટે રહી! ખાવાનું સુખ નથી—તેમાં વિધવાનો અધિકાર નથી! વિધવા કઠોર વ્રતમાં વ્રતાલી થઈ! વિવાહનો સ્વાદ પામતાં પામતાંમાંજ વિવાહના વિષમય ફળની અધિકારિણી થઈ!

ક્યાં તે વિધવા બાલિકાનો સ્નેહવાળો બાપ! ક્યાં તે વિધવા બાલિકાની મમતાલુ મા! તેઓ પોતાનો અપાર પુત્રિમય સ્નેહ ભૂલીને તેના પ્રતિ મારવાને તૈયાર થયાં!—દેશ પ્રચલિત રીતિના દાસ થઈને તેઓ પોતાની સ્નેહ પૂતળીને ચિરકાલને માટે દુઃખના સાગરમાં ડુબાડી.

કહેતાં હ્રદય વિદીર્ણ થાય છે! પિતા સ્ત્રી વિયોગે કાતર થઇને બીજી સ્ત્રીની સાથે લગ્ન કરશે—પરંતુ બાલ વિધવા કન્યા ચિરકાલને માટે અનંત સાગરમાં નિમગ્ન રહેશે! પિતાના મનમાં સ્નેહરસ સંચારિત થશે નહિ! પિતાનું મન પાષાણમય થયું. તે બાલિકાએ વિવાહ કોને કહે છે તે જાણ્યું નહિ! પતિ સહવાસ ભોગવ્યો નહિ! પ્રણય સુખની અધિકારિણી થઈ નહિ! પરંતુ તેના પ્રતિ નિષ્ટુર પિતાએ જોયું નહિ! જમાઇના મરણની ખબર આવી ત્યારે સ્નેહમયી જનનીએ સ્વહસ્તે પોતાની બાલિકાના સીમંતમાંથી સિંદુર-બિંદુ વિલુપ્ત કર્યું, જ્યારે તેને સ્વમુખથી કન્યાને કઠોર વ્રતમાં પ્રવૃત્ત થવાનો આદેશ કર્યો, જ્યારે તેણે તેને સુખસેવ્ય દ્રવ્ય ખાવાને નિવારણ કર્યું; સુખસેવ્ય દર્શનમાં વિમુખ કરી; શુભ કારજમાં સ્થાન આપવાને અસ્વીકૃત થઈ; ત્યારે તે સ્નેહમયી જનનીનો સ્નેહ ક્યાં ગયો? તે કેવી રીતે પોતાની બાલિકાને આ સઘલી યંત્રણા આપી શકે છે તે કહી શકાતું નથી! ત્યારે શું તે બાલિકાની જનની સ્નેહરસ ભૂલી ગઈ? તે શું ત્યારે

તે બાલિકાની મા છતાં તે દયા મનમાં લાવતી નથી? ધિક! રૂઢિ! તું મમતાલુ પિતા માતાનો સ્નેહ ભૂલાવી મૂકે છે! તેઓના અંતઃકરણમાંથી સ્નેહ રસ છુપાડી રાખે છે જે જનની પોતે ભૂખી રહીને પોતાની બાલિકાને માટે આહાર સંચય કરે છે, જે કન્યાની પીડાથી ઉદ્વિગ્ન માનસથી રાત દિવસ આંશુ વરસાવે છે, જે કન્યાને એક પલને માટે પણ આંખથી છેટે રાખવાને સમર્થ થતી નહોતી, તે જનની આજ અકાલે પોતાની કન્યાને સંસારના સુખ ભોગવતાં રોકે છે! જે પિતા પોતાની કન્યાને માટે સંસારમાં સંસારી છે, જે તેના પ્રતિપાલનને માટે સર્વદા લાગી રહેલો છે, જે તેના સુખમાં સુખી અને તેના દુઃખમાં દુખી છે-આજ તે પિતા તે સ્નેહનિદાનને વિષમ વિપજ્જાલમાં જડિત કરે છે! જે માણસે આ રૂઢિ કાઢી છે તેના મનમાં શું એક વાર પણ આ સર્વ વિષય આવ્યો નહિ હશે? તેણે શું કોઈ વખતે કન્યાનું મોઢું જોયું નહિ હશે? જો તેને કન્યા હોત, જો તે તેના પ્રતિ સ્નેહ વિતરણ કરત તો તેની કલમથી આવી ખરાબી નિકલત નહિ.

પતિહીના બાલિકા પતિવિયોગના ઉપયોગી વ્રતમાં લિપ્ત રહેશે? વિવાહ-આસ્વાદનમાં અનધિકારિણી, શું વિવાહનું ઝેરપાન કરશે? પતિ સહવાસે અનધિકારિણી, એ શું શોકચિન્હ ધારણ કરશે? પ્રણયસુખથી અજાણી તે શું પ્રણય-કટુતા સેવન કરશે? એનો કેવી રીતે સંભવ થઇ શકે? જેના પ્રતિ પ્રણયસંચાર થયો નથી, જેનું અવયવ મનમાં નથી, જેનું સ્મરણ કરવાની સ્મૃતિ અપારગ છે, તેને વાસ્તે કેવીરીતે મન વ્યાકુલ થશે? તેને વાસ્તે કેવીરીતે મન રડશે? સહવાસ સિવાય મોબતની ઉત્પત્તિ થતી નથી? પરસ્પરમાં સંપ્રીતિ ન જન્મ્યાથી કોઈવેલાએ પણ પ્રણય પરિપક્વ થતો નથી. પરંતુ જ્યાં જોવાનો અભાવ છે, જ્યાં પ્રીતિનું ચિન્હમાત્ર પણ નથી, ત્યાં કેવીરીતે વિચ્છેદને માટે શોક અને પરિતાપ જન્મી શકે? બાલિકા

પિતામાતાનાં મારવાના ભયથી, સમાજના તાડનાના ભયથી, કઠોર વ્રત અવલંબન કરેછે ! પરંતુ જ્યારે મનઃ ક્લેશ, સુખાભિલાષ, તે તાડનાને ગ્રાહ્ય કરતી નથી, જ્યારે મનમાં સાહસ આવીને તે ભયને જગા આપતી નથી. ત્યારે તે બાલિકાનો કેવો ભયંકર વિપદનો સમય છે ? ત્યારે તેની કોણ રક્ષા કરશે ? તે વેલાએ તેનીપાસે ઉભો રહીને કોણ આશ્વાસના-વાક્ય આપશે ?

આજકાલ હિંદુઓમાં અકાળ મૃત્યુના કારણથી અને અસમવિવાહની ( બાળવિવાહની ) કુત્સિત રીતિ ઘણી ચાલ્યાથી દિવસે દિવસ વિધવા નારીની સંખ્યા વધતી જાયછે. એઓમાં બાળિકા અને જુવાન સ્ત્રી વધારે છે, બાલ્ય, અસમ વિવાહિતા વિધવાઓમાં પતિભક્તિ અને પતિપ્રેમ ઘણોખરો જોવામાં આવતો નથી. આજકાલના બ્રહ્મચર્યના નિયમ, તેઓની કામ પ્રવૃત્તિને વશીભૂત કરવામાં મદદ આપતા નથી, તેથી સહેલાઇથી એઓમાંથી ઘણીખરી વ્યભિચારના દોષમાં પડેછે. મનુષ્ય પ્રકૃતિનો વિચાર કર્યાથી, આવું થવું એ આશ્ચર્ય જણાશે નહિ, જે કથિત વ્યભિચાર દોષથી ઘણીક વિધવા શામાટે અવ્યાહત રહી શકે નહિ. જોવામાં આવેછે કે લોકોની ખાશિયત અને અભાવ પ્રમાણે ચિંતાના સઘળા વિષય મનમાં ઉદય થાયછે, એ ચિંતા મનોરાજ્યમાં પ્રગાઢ રૂપથી કામ કર્યાથી તેને પાર પાડવાની કલ્પના આવેછે, ત્યારબાદ એ કલ્પનાને કામમાં આણુવાને માટે પોતે યત્ન કરેછે. જેમકે નિર્ધનની અર્થલિપ્સા અને ધનાભાવથી અર્થની ચિંતા, ત્યારબાદ એને લાવવાને માટે વેપારની કલ્પના, ત્યારપછી પૈશા કમાવવાની મહેનત ઉત્પન્ન થાયછે ઈત્યાદિ હાલ વિધવા યુવતીઓને કેવી પ્રવૃત્તિ અને અભાવ થવાનો સંભવ છે, અને તેનાથી તેની કયા વિષયની ચિંતા કલ્પના અને પછી તે મેળવવાની મહેનત કરી શકે ? આતો સઘળાઓ સ્વીકાર કરશે કે એવી નારીઓને કુદરતી કાયદા પ્રમાણે કામ વિષયમાં પ્રવૃત્તિ

અને ઇન્દ્રિય તૃપ્તિનો અભાવ રહેવો ઘણો સંભવે છે. (દૂરદર્શી મનુએ વિધવા નારીને સચ્ચરિત્ર રાખવાને માટે બીજા પુરૂષનું નામ પણ લેવાની મનાઈ કરેલી તેનું કારણ તે હશે એવું જણાય છે) જે વિધવાની મૃત સ્વામીના પ્રતિ અટલ ભક્તિ અને અકૃત્રિમ પ્રેમ હોય અને ધર્મભય અને વૈધવ્ય નિયમ પાળવામાં જેઓની ઘણી નિષ્ઠા હોય અને જેઓને પરપુરૂષને હળવા મળવાનો સુયોગ ન હોય તેજ ભીષણ વ્યભિચારથી રક્ષિત થઈ શકે. નહિ તો વિપરીત અવસ્થાવાળી વિધવા સ્ત્રીઓ વ્યભિચારના દોષમાં પડીને ખરાબ થાયછે. દુ:ખનો વિષય એ છે કે આ જાતની બહુ સ્ત્રીઓ જોવામાં આવે છે. આજકાલ બાલ્ય અને અસમ વિવાહની રીતથી ઘણીક વિધવાની પતિભક્તિ અને પતિપ્રેમ જોવામાં આવતાં નથી. એઓ બ્રહ્મચર્યના કાયદા પણ સારીરીતે પાળતી નથી ઉલટી વ્યભિચારાખ્ય દૂષણથી હમેશાં ખરડાયલી હોવાથી એઓમાં વ્યભિચાર દોષ બહુ પ્રબલ થઇ પડ્યોછે. કોઈ કોઈ યુવતી સ્ત્રીની કામવૃત્તિ કુદરતી એટલી પ્રબલ હોય છે કે પુરૂષ સંસર્ગના સિવાય તેઓ કાળ ગાળવામાં અશક્ત થાય છે એટલા માટે એ જાતની વિધવા સ્ત્રીઓને સત્સ્વભાવવાળી રાખવાનો યત્ન કરવો એ વૃથા છે કેમકે એઓને ચાહે એટલી સુશાસિત અને સુરક્ષિત કરવામાં આવે, અથવા ચાહે તેટલા તેને બ્રહ્મચર્યના નિયમ પળાવે, પણ તે પરપુરૂષ સંસર્ગદ્વારા પોતાની પ્રબલ કામપ્રવૃત્તિને ચરિતાર્થ કર્યાસિવાય રહી શકતી નથી.

બીજું આજકાલ ઘણીક વિધવા યુવતીને જેવું જોઈએ તેવું ધર્મનું જ્ઞાન નથી. પહેલાંના જન્મની દુષ્કૃતિના કારણથી તેઓ વિધવાની હાલતમાં આવી છે, અથવા બ્રહ્મચર્ય પાળવા પછી દેહ છુટચાબાદ પરલોકમાં અક્ષય સ્વર્ગ અને પતિલોક લાભ થાય છે એવો પ્રગાઢ વિશ્વાસ વિધવાઓમાં ઘણોખરો. જોવામાં આવતો નથી. તેનાથી ઉલટું એઓના અંતઃકરણમાં એવો કેટલોક ખ્યાલ

ઉત્પન્ન થયો છે કે માબાપે વર શોધવામાં અવિવેક કર્યોછે અને પોતાનું પેટ ભરવાને માટે સ્વાર્થ સાધેછે, તેથી ઘણી જગામાં યુવતીઓને વિધવાની હાલત ભોગવવી પડે છે. તેથી તેઓ હમણા સમજી શકી છે કે નારીના વિધવાપણુની હાલત શાસ્ત્રના પ્રમાણે દૂર થઇ શકે, કેવલ દેશાચારજ એનો પ્રતિબંધ છે. ચાહે તેમ હો ઉપર લખેલા કારણથી સમાજમાં ઘણી વિધવા સ્ત્રી વ્યભિચારના પથની પથિક થાય છે, તે કોણ અસ્વીકાર કરશે ? વ્યભિચાર દોષ સાધારણતઃ બહુ અનિષ્ટની ખાણ હોવા છતાં એ હિંદુ વિધવાઓમાં પ્રવેશ કરાવ્યાથી બીજા વિશેષ વિશેષ અનિષ્ટ ઉત્પન્ન કરાવે છે. બીજી સમાજમાં વિધવા નારીનો ગર્ભ અને સંતાનોત્પાદિત થયાથી તેનો નાશ ન કરતાં નવા જન્મેલા બાલકને કોઈ અનાથ શિશુ-આશ્રમમાં રાખી આવે છે, ત્યાં તે લાલિત પાલિત થઇને મનુષ્ય થાય છે. પક્ષાન્તરે હિંદુસમાજમાં વિધવા સ્ત્રીને ગર્ભ રહ્યાથી સર્વનાશ કરવામાં આવેછે, એવી વિધવાના સગાવહાલાં હોય તો વિધવાને ગર્ભનીસાથે મારી નાખે છે, નહિ તો ગર્ભપાત કરાવે છે, અને ગર્ભનો વિષય પ્રકાશ થઇ પડયાથી વિધવાને ઘરમાંથી તથા જાતિઆહાર કરે છે, નહિ તો પોતાની જાતમાં ધિઃકારને પાત્ર થાય છે. અને જો તે પુરે દાહાડે બચ્ચું જન્મ્યું તો તેને મારી નાખે છે અથવા નખાવે છે. ગમે તેમ હો આ વ્યભિચારથી મનુષ્યહત્યા, ભ્રૂણહત્યા, આત્મહત્યા વગેરે ઘોરતર પાપ અને તે પ્રમાણે, ધન, ધર્મ અને લજ્જાનો નાશ કેટલો થાય છે તેનો નિર્ણય કરવો કઠણ છે તેથી આ દુશ્ચરિત્રા નારીથી સમાજમાંની બીજી સ્ત્રીઓને હમેશાં વ્યભિચારની વાસના ઉપજી કેટલું અનિષ્ટ કરી મૂકે છે તે કહી શકાતું નથી.

---

# द्वितीयोऽध्यायः

## (પ્રાચીન કાળમાં વિધવાવિવાહ થતા હતા)

હિંદુસમાજમાં પ્રાચીન કાળથી લઈને આજ સુધી વિધવા-વિવાહ કેવું સ્થાન લેતો આવ્યો છે તેનો કેટલોક ઇતિહાસ આપવામાં આવે છે.

હિંદુ જાતિનો ઇતિહાસ જેવો અસંપૂર્ણ અને અંધારામાં ઢંકાયલો છે તેમાંથી કયો સમાજિક આચાર વ્યવહાર કેવી રીતે ચાલ્યો આવ્યો છે તેનો નિર્ણય કરવો મુશકેલ પડે છે. પ્રાચીન ઇતિહાસ જોતાં ઋગ્વેદના એક સ્થળમાં એક મંત્રનું વર્ણન જોવામાં આવે છે. ભાષ્યકાર પંડિતપ્રવર સાયનાચાર્યે એનો આવો અર્થ કર્યો છે જેમકે (વિધવાને ઉદ્દેશ કરીને) " તમે મૃત પતિની આગળ સુવો છો તેની પાસેથી ઉઠીને જીવિત લોકની આગળ જાઓ. તમે સમ્યક્ રૂપથી તમારો ફરી પાણિગ્રહણાભિલાષી પતિની ભાર્યા થાઓ "* ઉપલા પ્રમાણથી સારી પેઠે સાબિત થાય છે કે વૈદિક કાલમાં વિધવાઓ પાછું પુનર્લગ્ન કરતી હતી.

સૌત્રિક કાળમાં પણ વિધવાવિવાહ અપ્રચલિત ન હોતો. માનવસ્મૃતિમાં જ્યારે વિધવા સ્ત્રીને પુનઃપતિગ્રહણનો ઉલ્લેખ છે ત્યારે સૌત્રિક કાળમાં વિધવાવિવાહ પ્રચલન વિષયમાં શું સંદેહ થઈ શકે?

હવે જોવામાં આવે છે કે ત્રેતાયુગમાં આ રીતિ ચાલતી હતી કે નહિ?

---

* उदीर्ष्व नार्यभिजीवलोकमितासुमेतमुपशेष एहि ।
हस्तग्रामस्य दिधिषोस्तमेतत् पत्युर्जनित्वमभिसंबभूव ॥
કૃષ્ણ યજુર્વેદીય તૈત્તિરીય આરણ્યક ૬ પ્ર૦ ૧ અ૦ ૧૪ મં.

મહાકવિ વાલ્મીકિકૃત મહાકાવ્ય રામાયણ તે યુગનું એક અમૂલ્ય રત્ન છે. સૂર્યવંશાવતંસ દાશરથી રામ એના મુખ્ય નાયક છે. તેણે મૈથિલી વિયોગે કાયર થઈને કપિવર સુગ્રીવની સાથે વાલિરાજનો વધ કરીને તેની સ્ત્રીનો વિધિવત્ વિવાહ કરાવ્યો અને રાક્ષસકુલ પ્રદીપ અતુલ પ્રતાપ દશગ્રીવને નિધન કરીને વિધવા મન્દોદરીની સાથે મિત્ર વિભીષણનો વિવાહ કર્યો એ શું આર્ય સંતાનગણ જાણુતા નથી ? એ વિષય સંસ્કૃત વચન પ્રમાણાદિદ્વારા સાબેત કરવાનું પ્રયોજન શું ? આ શુભદાયિની રીતિ નિઃસંશયે ચાલી આવે છે તેથી મહર્ષિ વાલ્મીકિએ પોતાના કરેલા કાવ્યમાં તેનું વર્ણન કર્યું છે તેમાં કંઈ અન્યથા નથી.

એમાં કોઈ પૂર્વપક્ષ કરી શકે કે, આ રીતિ તે વખતે કેવલ વાંદરા રાક્ષસ વગેરે જંગલી નીચ જાતિમાં પ્રચલિત હતી. પરંતુ આર્યજાતિમાં નહોતી–ઉપલો મંગલમય નિયમ આર્યજાતિમાં વહેતો ન હોય અને તે શાસ્ત્રસંમત ન હોય તો રામચંદ્ર કદી સુગ્રીવ અને વિભીષણને આ વેદવિરૂદ્ધ કર્મમાં લગાડીને પાપ રૂપી કીચડમાં મગ્ન કરત નહિ.

સ્મૃતિના કાળમાં પણ સમાજમાં વિધવાવિવાહ સમધિક પ્રચલિત હતો એવું માલમ પડે છે. પ્રાચીનતમ સ્મૃતિકર્તા મનુથી લઇને કલિધર્મપ્રયોજક પર્યંત ઋષિઓની સ્મૃતિમાં વિધવા વિવાહનો ઉલ્લેખ અને વિધાન જોવામાં આવે છે. ઇતિવૃત્તજ્ઞ હાલના પંડિતો અનુમાન કરે છે કે મનુસ્મૃતિ ખ્રીસ્તના જન્મવાની આગમચ ૧૨૮૦ તથા ૯૦૦ વર્ષની છે અને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ ઈશવીસનની બીજી સદીમાં પ્રકટિત થઈ છે. આ છેલ્લી સ્મૃતિની વેળાએ મહર્ષિ પરાશર ધર્મપ્રયોજક જાણીને બતાવે છે. એટલામાટે પરાશર યાજ્ઞવલ્ક્ય સ્મૃતિના બનાવનારનો સમકાલીન ઋષિ હતો. જો પરાશરના ધર્મશાસ્ત્ર પ્રચાર થવાને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિના પછી સો વર્ષ થયાં હોય તોપણુ તે ત્રીજી સદીમાં

થવો જોઈએ અને ત્યારથી આ સમાજમાં સારી પેઠે આયત થઇ આવ્યો છે તેમાં પણ ઘણા પ્રમાણ મળે છે. મનુ, યાજ્ઞવલ્કય અને પરાશરના સિવાય બીજા ઋષિઓએ આ દીર્ઘ સ્માર્ત્તિક કાલમાં ઉદિત થઈને ધર્મશાસ્ત્ર કર્યા છે. તેમાં નારદ ઋષિએ જે સ્મૃતિ કરી છે તે પરાશર સ્મૃતિના પછી બનાવેલી હોવી જોઈએ, કેમકે યાજ્ઞવલ્કય તથા પરાશરની સ્મૃતિમાં નારદ ધર્મ પ્રયોજક તરીકે ઓળખાતો નથી. ગમે તેમ હો આ નારદસ્મૃતિ પણ આજ કાલ આચાર વ્યવહારના વિષયમાં ઘણીક જગા ઉપર સાદરથી પરિગૃહીત થાય છે-હવે આ સઘળાં ધર્મશાસ્ત્રની સહાયતાથી, સુદીર્ઘકાલમાં સમાજની અંદર વિધવાવિવાહ કેવી રીતે થયા છે તે જોવામાં આવે છે.

ભૃગુપ્રોક્ત હાલની મનુસ્મૃતિમાં વિધવાવિવાહનું વિધાન જોવામાં આવતું નથી તે છતાં પાછો વિવાહનો પ્રસંગ જોવામાં આવે છે. એક જગાપર લખ્યું છે કે નારી પતિ કર્તૃક પરિત્યક્તા અથવા વિધવા થઇને સ્વેચ્છા ક્રમે પુનર્ભૂ થાય છે અર્થાત્ પાછી બીજા માણસની સાથે વિવાહ કરે છે તેના ગર્ભથી જે પુત્ર જન્મે તેને પૌનર્ભવ કહે છે.* આવી જાતના પુનર્ભૂ અને પૌનર્ભવનાં લક્ષણ વિષ્ણુ, વશિષ્ઠ, યાજ્ઞવલ્કય વગેરે મહર્ષિયોએ પોતપોતાની સ્મૃતિમાં કહ્યાં છે. અને મુનિમુખ્ય પરાશરે અને દેવર્ષિ નારદે પોતપોતાની સ્મૃતિમાં વિધવા વગેરે નારીને ફરીથી વિવાહ કરવાનું લખ્યું છે.† એટલામાટે જ્યારે પરાશર અને દેવર્ષિ નારદ બંને એક મત થઇને વિધવાનો પાછો વિવાહ કરવાનું કહે છે ત્યારે ઘણું કરીને પરાશર અને નારદના કાલમાં

---

* या पत्या वा परित्यक्ता विधवा वा स्वयेच्छया ।
उत्पादयेत् पुनर्भूत्वा स पौनर्भव उच्यते ॥ ९।१७५ ॥

† नष्टे मृते प्रव्राजिते क्लीबे च पतितेपतौ ।
पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥

વિધવાવિવાહ શાસ્ત્ર સંમત જાણીને સમાજમાં પરિગૃહીત થયો હશે, તેમાં કંઇ પણ સંદેહ નથી. પ્રથમ પુનરૂદ્વાહિત વિધવા પુત્ર પૌનર્ભવ સમજીને ગણાતો આ પૌનર્ભવ કાલે કરીને સમાજમાં ધીરે ધીરે ઉત્કૃષ્ટતર સ્થાન મેલવતો આવ્યો જણાયછે. મનુએ બાર જાતના પુત્રનું વર્ણન કર્યું છે.‡ તેમાં ઔરસ સર્વથી ઉપર તેના અભાવથી બીજા અગીઆર જાતના પુત્ર પર્યાયક્રમે પ્રતિનિધિરૂપે ગ્રાહ્ય થઇ શકે છે. મનુની ગણનાથી પૌનર્ભવ દશમ સ્થાનાય છે, યાજ્ઞવલ્કયે એને સાતમો, અને વિષ્ણુ તથા વશિષ્ઠે ચોથો કહેલો છે. મહાભારતમાં પાંડવની વખતે પૌનર્ભવ ચતુર્થ સ્થાનીય કહીને બતાવ્યો છે. એટલામાટે આ સાબેત થાય છે કે મનુના કાલથી પૌનર્ભવ પુત્ર પિતાનું ધન અને શ્રાદ્ધાધિકાર વિષયમાં સમાજની અંદર ધારેધીરે ઉચ્ચ સ્થાન મેળવતો આવે છે. વર્ત્તમાનકાલમાં જે દત્તક પુત્ર ઔરસનો પ્રતિનિધિ સ્વરૂપે ગણાય છે તે મનુના કાલ સિવાય પછીના કાલમાં પૌનર્ભવના કરતાં નીચે ગણાતો હતો.

દ્વાપરની આખેરીએ કલિના આરંભમાં પદમાવતી હૃદયનન્દન મહામતિ કૃષ્ણ દ્વૈપાયન, જેણે વેદ શાસ્ત્રનો વિભાગ કરીને જગત્ વિશ્રુત વેદવ્યાસ સંજ્ઞા મેળવી જેનો હિતોપદેશ પૂર્ણ અમૃતમય મહાકાવ્ય પાઠ કર્યાથી અંતઃકરણ પવિત્ર થાય છે; તે દેવચરિત્ર મહાપુરૂષે તેના રચેલા મહાભારતમાં આર્યજાતિમાં વિધવાવિવાહ પ્રચલન વિષયમાં કંઇ વાત કહી છે કે નહિ ?

જે સમયે તૃતીય પાંડવ અર્જુન કોઈ કારણથી બ્રહ્મચર્યવ્રત ધારણ કરીને જયાં ત્યાં ફરતો હતો, તે વેળાએ ઉલુપી નામની વિધવા નાગ-રમણી તેના પ્રેમની અભિલાષિણી થઇ. તેની સાથે ધનંજયે ગાંધર્વરીતિ પ્રમાણે લગ્ન કર્યા એ વાત સધળાઓ

‡ ૧. ઔરસ. ૨. ક્ષેત્રજ. ૩. દત્તક. ૪. કૃત્રિમ. ૫. ગૃઢોત્પન્ન. ૬. અપવિદ્ધ. ૭. કાનીન. ૮. સહોઢ. ૯. ક્રીત. ૧૦. પૌનર્ભવ. ૧૧. સ્વયંદત્ત. ૧૨. શૌદ્ર.

જાણે છે. વિધવાવિવાહ તે વેળાએ શાસ્ત્ર અને યુક્તિ વિરૂદ્ધ હોત અથવા અપ્રચલિત હોત તો વેદ. સ્મૃતિ, પુરાણવિત્ મહાત્મા અર્જુન આવું વેદવિરૂદ્ધ કામ કરીને પોતાને અપાર કલુષ-સાગરમાં નિમગ્ન કરત નહિ! અર્જુનની વિધવા વિવાહિત નારીનો પુત્ર પણ ઔરસ ગણાયો હતો. એની મહાભારત સાક્ષી આપે છે.* નલદમયંતીનો પાછો સ્વયંવર કરવાનો વિચાર એ પણ પ્રાચીન વિધવાવિવાહને પુષ્ટીદાયક છે.

હિંદુસમાજમાં આજ પણ બ્રહ્મક્ષત્રિ, લુવાણા, ભણશાલી, કડવા કણબી, વગેરે મધ્યજાતના લોકોમાં વિધવા વિવાહ થાયછે, અને બીજી અધઃશ્રેણીમાં વિધવા વિવાહની રીતિ પ્રચલિત છે. તેથી વૈદિક અને સ્માર્તિક કાલમાં વિધવાવિવાહ જે ઉચ્ચ શ્રેણીમાં પણ પ્રચલિત હતો એ નિઃસંદેહ વિશ્વાસ કરી શકાય છે. સમાજચરિત્ર પર્યાલોચના કર્યાથી જણાય છે કે મધ્યશ્રેણીના લોકો અને નિમ્નશ્રેણીના લોકો ચિરકાલ ઉચ્ચ શ્રેણીના દૃષ્ટાંતથી આચાર વ્યવહારનું અનુષ્ઠાન કરે છે. ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ આપતી વેળાએ કહ્યું છે કે મોટા મનુષ્ય જે જે કામ કરે છે તે તે કામ સામાન્ય લોકો પણ કરે છે.† તે જે પ્રમાણ જાણીને અવલંબન કરે છે તેને લોકો અનુવર્તી થઈને ચાલે છે. વાસ્તવિક સાધારણ માણસો આપણી સમાજમાં અસલથી વિદ્યા અને ધર્મજ્ઞાન વગરના છે. તેથી તેઓ સ્વયં કર્ત્તવ્ય અવધારણમાં શક્તિમાન હોવાથી ચિરકાલ શિષ્ટ લોકોના અનુષ્ઠિત આચાર વ્યવહારના અનુવર્ત્તી થઈને ચાલતા આવે છે. વિધવાવિવાહના સંબંધમાં હિંદુસમાજમાં આ રીતે થયું છે એવું જણાયછે. કેમકે વૈદિક કાલમાં અને સ્માર્ત્તિક કાલમાં વિધવા સ્ત્રીનું પાછું લગ્ન સમાજ સાધારણમાં પ્રચલિત હતું. પ્રાચીન પુનર્વિવાહ થતો હતો તેથી હમણા સુધી મધ્યમ શ્રેણીમાં તથા નિમ્ન શ્રેણીમાં

* ભીષ્મ પર્વ ૯૧ મો અધ્યાય. † શ્રીગીતા અધ્યાય ૩ જો શ્લોક ૨૧ મો

પુનર્વિવાહ થાય છે. વ્યવસ્થાપક કર્તૃક કોઇ નવો આચાર સમાજમાં પ્રવર્ત્તિત થયાથી અથવા કોઈ ચિર આચરિત આચરણ કારણ વિશેષથી નિષિદ્ધ થયાથી, પહેલા ઉચ્ચ શ્રેણીના લોકો તે જાણે છે અને તે પ્રમાણે કામમાં લાવે છે. પરંતુ મધ્યમશ્રેણી અને અધઃ શ્રેણીમાં એ વિધિ નિષેધ ઘણા દિવસ પછી પ્રચારિત અને પાલિત છે તે પ્રમાણે મધ્યમ શ્રેણી અને નિમ્ન શ્રેણીમાં હજી ચાલે છે આના ઉપરથી સિદ્ધાંત થાય છે કે પ્રાચીન કાળમાં વિધવાવિવાહ થતા હતા.

---

# तृतीयोऽध्यायः

## ( વિધવાવિવાહ કરવાનાં પ્રમાણ ).

વિધવાવિવાહ શાસ્ત્રસંમત છે કે શાસ્ત્રવિરૂદ્ધ કર્મ છે એ વિષયની તુલના કરવી હોય તો પહેલાં એનું નિરૂપણ કરવું જોઈએ કે તે શાસ્ત્ર કયું છે જેના સંમત હોવાથી વિધવા વિવાહ કરવો કર્ત્તવ્ય સમજાય અને જેના વિરૂદ્ધ થવાથી અકર્ત્તવ્ય સમજાય. વ્યાકરણ, કાવ્ય, અલંકાર દર્શન વગેરે શાસ્ત્ર આ વિષયનાં શાસ્ત્ર નથી. ધર્મશાસ્ત્રના નામથી જે શાસ્ત્ર પ્રસિદ્ધ છે તેજ આ વિષયનાં શાસ્ત્ર સમજાય છે. ધર્મશાસ્ત્ર કોને કહે છે. તેનો નિર્ણય યાજ્ઞવલ્કય સ્મૃતિના પેહેલા અધ્યાયમાં છે જેમકે.—

**मन्वत्रिविष्णुहारीतयाज्ञवल्क्योशनोऽङ्गिराः ।**
**यमापस्तम्बसंवर्ताः कात्यायनबृहस्पती ॥ ४ ॥**
**पराशरव्यासशंखलिखिता दक्षगौतमौ ।**
**शातातपो वशिष्ठश्च धर्मशास्त्रप्रयोजकाः ॥ ५ ॥**

**અર્થ**—મનુ, અત્રિ, વિષ્ણુ હારીત યાજ્ઞવલ્કય, ઉશનાઃ અંગિરા, યમ, આપસ્તંબ, સંવર્ત્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પરાશર,

વ્યાસ, શંખલિખિત, દક્ષ, ગૌતમ, શાતાતપ, વશિષ્ઠ, એ ધર્મ-શાસ્ત્રના બનાવનાર છે.

એ ઋષિયોના કરેલાં શાસ્ત્ર ધર્મશાસ્ત્ર કહેવાય છે (૧) એ શાસ્ત્રોને અનુસાર જે કર્મ છે તેજ ભારતવર્ષીય હિંદુઓને પ્રમાણ છે; અને એના વિરૂદ્ધ જે કર્મ છે એ એઓને ગ્રાહ્ય નથી. પરંતુ હવે આ વાત વિચાર કરવા જેવી છે કે આં સર્વ ધર્મશાસ્ત્રોમાં જે સઘળા ધર્મ નિરૂપિત થયા છે એને અનુસાર સઘળા યુગોમાં ચાલવું જોઇએ કે નહિ ? આ વિષયની મીમાંસા મનુપ્રણીત ધર્મ શાસ્ત્રના પેહેલા અધ્યાયમાં છે જેમકે–

**अन्ये कृतयुगे धर्मास्त्रेतायां द्वापरेऽपरे ।**
**अन्ये कलियुगे नृणां युगह्रासानुरूपतः ॥ ८८ ॥**

**અર્થ**—યુગ પ્રમાણે માણસની શક્તિ ઓછી થવાથી સત્ય યુગના ધર્મ બીજા, ત્રેતા યુગના ધર્મ બીજા, દ્વાપરયુગના ધર્મ બીજા અને કલિયુગના ધર્મ બીજા હોય છે.

હવે જાણવું જોઈએ કે કયા યુગનો કયો ધર્મ છે. એનો નિર્ણય પરાશર સ્મૃતિના પહેલા અધ્યાયમાં છે જેમકે:—

**कृते तु मानवा धर्मास्त्रेतायां गौतमाः स्मृताः ।**
**द्वापरे शांखलिखिताः कलौ पाराशराः स्मृताः ॥**

**અર્થ**—મનુ નિરૂપિત ધર્મ સત્યયુગનો ધર્મ છે, ગોતમનિરૂપિત ધર્મ ત્રેતાયુગનો ધર્મ છે, શંખલિખિતનિરૂપિત ધર્મ દ્વાપર યુગનો ધર્મ છે, પરાશરનિરૂપિત ધર્મ કલિયુગનો ધર્મ છે. (૨) જ્યા-

(૧) એના સિવાય નારદ બૌધાયન વગેરે કેટલાક ઋષિપ્રણીત શાસ્ત્ર પણ ધર્મશાસ્ત્રના નામથી ગણવામાં આવે છે.

(૨) અહીં આ આશંકા થઇ શકશે કે ઉપલા શ્લોકમાં પાંચ ધર્મશાસ્ત્ર ચાર યુગોને માટે કહેવામાં આવ્યાં છે તો બીજા ઋષિયોનાં ધર્મશાસ્ત્ર કયાં ગયાં તે શું બીજા કોઇયુગને માટે નથી. એનું સમાધાન એ છે કે રહેલા ઋષિપ્રણીત ધર્મ ઉપલા પાંચ ધર્મશાસ્ત્રોમાંથી જેની સાથે મળે તે તે તે યુગને માટે હશે. જેને વાસ્તે તે તે ધર્મશાસ્ત્રનું વિધાન છે.

રે કલિયુગનું ધર્મશાસ્ત્ર પરાશર સ્મૃતિ થયું ત્યારે જોવું જોઈએ કે આ સ્મૃતિમાં વિધવાવિવાહના વિષયમાં શું લખ્યું છે. પરાશર સ્મૃતિના ચોથા અધ્યાયમાં લખ્યું છે કે.—

**नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतितेपतौ ।**
**पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥**
**मृते भर्तरि या नारी ब्रह्मचर्ये व्यवस्थिता ।**
**सा मृता लभते स्वर्गं यथा ते ब्रह्मचारिणः ॥**
**तिस्रः कोट्योऽर्धकोटी च यानि लोमानि मानवे।**
**तावत्कालं वसेत्स्वर्गं भर्तारं यानुगच्छति ॥**

અર્થ—પતિ અનુદ્દેશ્ય થઈ જાય, મરી જાય, સંન્યાસી થઈ જાય, નપુંસક થઈ જાય અથવા ધર્મથી ભ્રષ્ટ થઈ જાય આવી પાંચ પ્રકારની વિપત્તિમાં સ્ત્રિયોએ બીજો પતિ કરવો.

(પરંતુ) ભર્ત્તા મરણ પામ્યા પછી જે સ્ત્રી બ્રહ્મચર્ય ધારણ કરેછે તે મરીને બ્રહ્મચારીઓની પેઠે સ્વર્ગ પામે છે.

અને જે સ્ત્રી ભર્ત્તારની સાથે અનુગમન કરેછે (સતી થાય છે) તે માણસના શરીરમાં જે સાઢાત્રણ કરોડ લોમ છે એટલો કાલ સ્વર્ગમાં રહેછે.

એ ઉપરથી જણાશે કે મહર્ષિ પરાશરજીએ વિધવા સ્ત્રિયોને માટે ત્રણ પ્રકારનું વિધાન આપ્યું છે. પહેલાં તો પુનર્વિવાહ, બીજું બ્રહ્મચર્ય, ત્રીજું સતી થવું. આજ કાલ તો સતી થવું તો રાજનિયમાનુસાર બંધ થઈ ગયું છે. હવે વિધવાને માટે એજ થઈ શકે છે કે યાતો તે યાવજ્જીવન બ્રહ્મચર્ય વ્રત ધારણ કરીને રહે, કે પછી ફરીથી વિવાહ કરે પરંતુ આજકાલ ખરેખર બ્રહ્મચર્ય ધારણ કરીને સઘળું આયુષ્ય ખતમ કરવું એ ઘણું મુશકેલ છે; જો ઘણી મેહેનતથી

શારીરિક પાપ ન થાય તોપણ મનમાંતો પાપની વાસના આવી જાય છે. એ વાસ્તે લોકહિતૈષી ભગવાન પરાશરજીએ સર્વથી આગમચ વિધવાઓને ફરીથી વિવાહ કરવાની આજ્ઞા આપી છે.

શાસ્ત્રમાં જે વિધવાવિવાહનું વિધાન છે એમાંતો કોઈ અસ્વીકાર કરી શકશે નહિ. પરંતુ ઘણું કરીને લોકોની આ આપત્તિ સંભળાય છે કે આ વાત શિષ્ટાચાર ( રીતિ )થી વિરૂદ્ધ છે. જે વાત કુલમાં પરમ્પરા ચાલી આવેલી હોય છે તેજ ગ્રાહ્ય થઇ શકે છે. તેના વિરૂદ્ધ હોય તો કેમ ગ્રાહ્ય થઇ શકે. પરંતુ એ લોકો આનો વિચાર કરતા નથી કે શિષ્ટાચાર તે વિષયમાં પ્રમાણ છે જેનું વિધાન શાસ્ત્રમાં નહિ હોય કેમકે વશિષ્ઠસ્મૃતિમાંનું વાક્ય છે. જેમકે—

**लोके प्रेत्य वा विहितो धर्मः ।**
**तदलाभे शिष्टाचारः प्रमाणम् ॥**

**અર્થાત્.**—લૌકિક હોય અથવા પારલૌકિક હોય એ બંને વિષયમાંજ, શાસ્ત્ર વિહિત ધર્મ અવલંબન કરવા જેવો છે. જે વિષયનું શાસ્ત્રમાં વિધાન નહિ હોય તે વિષયમાં શિષ્ટાચાર પ્રમાણ થાય છે.

જો કહો કે પરાશર સ્મૃતિમાંજ કેવલ વિધવાવિવાહનું વિધાન છે કે બીજી કોઈ સ્મૃતિમાં પણ છે. તો જુઓ બીજી ત્રીજી સ્મૃતિઓમાં પણ આ વિષયમાં વિધાન સ્પષ્ટ લખ્યાં છે, જેમકે પરાશર ભાષ્ય અને નિર્ણયસિંધુધૃત કાત્યાયનનું વચન છે.

**स तु यदन्यजातीयः पतितः क्लीब एव वा ।**
**विकर्मस्थः सगोत्रो वा दासो दीर्घामयोऽपि वा ।**
**ऊढापि देया सान्यस्मै सहाभरणभूषिता ॥**

**અર્થાત્.**—જેની સાથે વિવાહ થયો હોય તે, બીજો બીજી જાતીમાં મળ્યો હોય અથવા નપુંસક થયો હોય, ખરાબ કર્મા-

લાગ્યો હોય, પોતાના ગોત્રનો હોય, દાસ હોય, અથવા હમેશાનો રોગી હોય તો વિવાહિતા કન્યાને પણ વસ્ત્ર ભૂષણોની સાથે બીજા વરને આપવી જોઈએ. તથા

**कुलशीलविहीनस्य षंढादिपतितस्य च ।**
**अपस्मारिविधर्मस्य रोगिणां वेशधारिणाम् ॥**
**दत्तामपि हरेत्कन्यां सगोत्रोढां तथैव च ।**

( इति उद्वाहतत्त्वधृतवशिष्ठवचनं )

**અર્થાત્.**—કુલશીલ વગરનો, નપુંસક, પતિત, જે રોગ સારો ન થાય એવો રોગી, વિધર્મી, હમેશાનો રોગી તથા પોતાના ગોત્રનો એવા વરની પાસેથી વિવાહિતા કન્યાને પણ છીનવી લેવી જોઈએ. (અને બીજાને આપવી જોઇએ.)

તથા

**नष्टे मृते प्रव्रजिते क्लीवे च पतितेपतौ ।**
**पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥**

( नारदस्मृतिद्वादशविवाहवाद. )

**અર્થાત્.**—સ્વામી અનુદ્દેશ થયાથી, મરવાથી, સંસાર ધર્મ પરિત્યાગ કર્યાથી, નપુંસક સ્થિર થયાથી અથવા પતિત થયાથી સ્ત્રિયોએ પાછો વિવાહ કરવો શાસ્ત્રવિહિત છે.

સર્વ શાસ્ત્રોમાં પ્રધાન વેદ છે. વેદોથી પણ જણાય છે કે પહેલા યુગમાં વિધવા વિવાહ થતા હતા અને વિધવાવિવાહ સશાસ્ત્ર છે કેમકે તૈત્તિરીયારણ્યકના છઠા પ્રપાઠકના ૧લા અનુવાકના ૧૩મા અને ૧૪મા મંત્ર એનો કલ્પ અને અર્થ જે નીચે લખવામાં આવે છે એનાથી આ સ્પષ્ટ જણાય છે (કોઈ આહિતાગ્નિનું મૃત્યુ થવાથી એની સ્ત્રી પોતાના પતિના શબની પાસે બેસે છે ત્યારે આ ... વાંચવામાં આવે છે.

इयं नारी पतिलोकं वृणाना निपद्यत उप त्वा मर्त्य प्रेतं। विश्वं पुराणमनुपालयन्ती तस्यै प्रजां द्रविणं चेह धेहि ॥

अथास्य चार्यामुपसंवेशयति ॥ इयमिति ॥ हे मर्त्य मनुष्य या नारी मृतस्य तव चार्या सा पतिलोकं वृणाना कामयमाना प्रेतं मृतं त्वां उपनिपद्यते समीपे नितरां प्राप्नोति कीदृशी पुराणं विश्वं अनादिकालप्रवृत्तं कृत्स्नं स्त्रीधर्मं अनुक्रमेण पालयन्ती पतिव्रतानां स्त्रीणां पत्या सहैव वासः परमो धर्मः तस्य धर्मपत्न्यै त्वं इह लोके निवासार्थमनुज्ञां दत्वा प्रजां पूर्वं विद्यमानां पुत्रादिकां द्रविणं धनं च धेहि सम्पादय अनुजानीहीत्यर्थः।

અર્થાત્.—હે મનુષ્ય ત્હારી સ્ત્રી સર્વ અનાદિકાલ પ્રવૃત્ત ધર્મોની રક્ષા કરીને પતિલોકની ઇચ્છા કરીને ત્હારા મૃતની પાસે આવી છે, તે ત્હારી ધર્મ પત્નીને આ લોકમાં રહેવાની અનુજ્ઞા આપીને સંતાન અને ધન ગ્રહણ કરવા દે.

ત્યારબાદ પુરોહિત તે વિધવા સ્ત્રીની પાસે જઈને ડાબા હાથથી પકડીને તેને ઉઠાડેછે અને ૧૪મો મંત્ર ભણે છે જેમકે—

उदीर्ष्व नार्यभिजीवलोकमितासुमेतमुपशेष एहि। हस्तग्राभस्य दिधिषोस्त्वमेतत्पत्युर्जनित्वमभिसंबभूव॥

तां प्रति गतः सव्ये पाणावभिपाद्योत्थापयति, ॥ उदीर्ष्वेति ॥ हे नारि त्वं इतासुं गतप्राणं एतं पतिं उशेषे उपेत्य शयनं करोषि उदीर्ष्व अस्मात् पतिसमी-

**पादुत्तिष्ठ जीवलोकमभिजीवंतं प्राणिसमूहमभिलक्ष्य एहि आगच्छ। त्वं हस्तग्रामस्य प्राणिग्राहवतः दिधिषो पुनर्विवाहेच्छोः पत्युः एतत् जनित्वं जायात्वं अभिसम्बभूव आभिमुख्येन सम्यक् प्राप्नुहि ॥**

અર્થાત્—હે સ્ત્રી તું આ પતિની પાસે સૂતી છે, જેનો પ્રાણ ચાલ્યો ગયો છે, ઉઠ જીવ લોકમાં જા હવે તે પતિની સ્ત્રી થા કે જે પૂર્વે વિવાહિતા સ્ત્રીનું પાણીગ્રહણ કરવાની ઈચ્છા કરે છે.

ઉપલા મંત્રથી વિધવાવિવાહ વેદવિહિત જાણીને સ્પષ્ટ સાબેત થાય છે.

---

# चतुर्थोऽध्यायः

## (વિધવાવિવાહસંબંધી આપત્તિ અને ખંડન.)

પુનર્વિવાહની સ્પષ્ટ વિધિ શાસ્ત્રોમાંથી મળે છે તેના પ્રમાણ તો ઉપર આપી ચુક્યા છિયે. હવે આ વિષયમાં પંડિતોની જે ઘણી ખરી તકરારો છે તેનું ટુંકામાં ખંડન કરવામાં આવે છે.

૧ લી—કોઈ કોઈ પંડિત એવો પૂર્વપક્ષ કરે છે કે પરાશર મુનિનું ઉપલું વચન વાગ્દત્તા કન્યાના વિષયમાં છે; વિવાહિતાના વિષયમાં નથી. પરંતુ એ તેની ભ્રમણા છે કેમકે એ વચનમાં જે સઘળા શબ્દ છે તેના ઉપરથી વાગ્દત્તાનો અર્થ ક્યાંહી પણ નિકળી શકતો નથી. પરાશર સ્મૃતિનો ભાષ્યકાર માધવાચાર્ય યદ્યપિ વિધવાવિવાહેચ્છુ ન હતો તથાપિ તેણે પણ ઉપલા વચનને વિવાહિતાના પુનર્વિવાહમાંજ લગાડેલું છે, વાગ્દત્તાના વિવાહમાં નહિ. તેણે એ શ્લોકનો એવી રીતથી આભાસ લખ્યો છે.

**परिवेदनपर्याधानयोरिव स्त्रीणां पुनरुद्वाहस्यापि प्रसंगात् कचिदभ्यनुज्ञां दर्शयति नष्टे मृते इति"**

અર્થાત્—પરિવેદન અને પર્યાધાન પ્રમાણે પ્રસંગ ક્રમથી

કોઇ કોઈ જગામાં સ્ત્રિયોને પુનર્વાર વિવાહની વિધિ દેખાડે છે. नष्टे मृते ઈત્યાદિ શ્લોકથી.

એના સિવાય આ વચન નારદ સ્મૃતિના ૧૨ મા વિવાહ પાદમાં પણ છે. જેમકે--

नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतितेपतौ ।
पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥
अष्टौ वर्षाः स्वयेक्षेत ब्राह्मणी प्रोषितं पतिम् ।
अप्रसूता तु चत्वारि परतोऽन्यं समाश्रयेत् ॥
क्षत्रिया षट् समास्तिष्ठेदप्रसूता समात्रयम् ।
वैश्या प्रसूता चत्वारि द्वे वर्षे त्वितरा वसेत् ॥
न शूद्रायाः स्मृतः काल एष प्रोषितयोपिताम् ।
जीवति म्रियमाणे तु स्यादेष द्विगुणो विधिः ॥

**અર્થ**—પતિ અનુદ્દેશ થઈ ગયાથી, મરી ગયાથી, નપુંસક થયાથી, સંન્યાસી થઇ ગયાથી, અથવા પતિત થઈ ગયાથી, એવી પાંચ આપદોમાં સ્ત્રિયોને બીજા પતિનું વિધાન છે.

પતિના વિદેશ ગયાથી બ્રાહ્મણીને આઠ વર્ષ સુધી વાટ જોવી જોઇએ, જો એને છોકરો ન હોયતો ચાર વર્ષ સુધી વાટ જોયા પછી બીજો પતિ કરી શકેછે. એ પ્રમાણે ક્ષત્રિયા છ વર્ષ વાટ જોય અને છોકરો ન હોય તો ત્રણ વર્ષ. વૈશ્યસ્ત્રીને છોકરો હોય તો ચાર વર્ષ વાટ જોય અને છોકરો ન હોયતો બે વર્ષ. શૂદ્રોને માટે કાળનો નિયમ નથી. પતિ વિદેશ ગયો હોય અને સંભળાતું હોય કે એ હમણા આવશે તો ઉપલા કાળના કરતાં બમણો કાળ વાટ જોવાનું વિધાન છે.

આ વચનોથી સ્પષ્ટ સાબેત થશે કે “नष्टे मृते” ઇત્યાદિ

શ્લોકનું તાત્પર્ય વિવહિતા સ્રીને પુનર્વિવાહનું છે. વાગ્દત્તાનું નથી. કેમકે વાગ્દત્તાનું હોયતો તેનો છોકરો થવો સંભવતો નથી.

બીજી આપત્તિ એ છે કે વિધવા વિવાહનો જેવી રીતે વિધિ શાસ્ત્રોમાં છે તે પ્રમાણે નિષેધ પણ છે જેમકેઃ—

**ऊढायाः पुनरुद्वाहं ज्येष्ठांशं गोवधं तथा।**
**कलौ पंच न कुर्वीत भ्रातृजायां कमंडलुम् ॥**

( इति पराशरभाष्यधृतआदिपुराणवचनं )

**અર્થાત્**—વિવાહિતાનો પુનર્વિવાહ, જ્યેષ્ટાંશ, ગોવધ, ભ્રાતૃભાર્યામાં પુત્રોત્પાદન, કમંડલુધારણ, કળયુગમાં એ પાંચ ન કરવાં જોઇએ. તથા—

**"देवराच्च सुतोत्पत्तिर्दत्ता कन्या न दीयते।**
**न यज्ञे गोवधः कार्यः कलौ न च कमंडलुः" ॥**

( इति पराशरभाष्यधृतक्रतुवचनं )

**અર્થાત્**—દેવરથી પુત્ર ઉત્પન્ન કરાવવા આપેલી કન્યાનું દાન, યજ્ઞમાં ગોવધ, અને કમંડલુધારણ, એ કલિયુગમાં ન કરવાં જોઇએ જેમકે—

**"दत्तायाश्चैव कन्यायाः पुनर्दानं परस्य च।"**

( इति बृहन्नारदीयवचनं )

**અર્થાત્**—આપેલી કન્યા પાછી બીજાને આપવી (કલિયુગમાં) નિષિદ્ધ છે. તથા—

**"दत्ता कन्या प्रदीयते।"**

( इति आदित्यपुराणवचनं )

**અર્થાત્**—દત્તા કન્યાને પુનર્દાન (નિષિદ્ધ છે)

ઉપલા વચનોમાંથી પેહેલું વચન યદ્યપિ માધવાચાર્યે આદિત્ય પુરાણનું કહ્યુ છે પણ તે આદિત્ય પુરાણમાં મુદલે નથી. અને જો

તે હોય તોપણ પ્રસ્તાવિક વિષયને હાનિકારક થઈ શકતું નથી. કેમકે પુરાણનાં વાક્ય સ્મૃતિના વાક્યને તોડી શકતાં નથી જેમકે ભગવાન્ વેદવ્યાસે કહ્યું છે કે—

" श्रुतिस्मृतिपुराणानां विरोधो यत्र दृश्यते ।
तत्र श्रौतं प्रमाणं तु तयोर्द्वैधे स्मृतिर्वरा ॥ "

**અર્થ**—વેદ, સ્મૃતિ, અને પુરાણોમાં જ્યાં પરસ્પર વિરોધ જણાય ત્યાં વેદની આજ્ઞા પ્રમાણ છે, અને સ્મૃતિ તથા પુરાણના વિરૂધમાં સ્મૃતિનું પ્રમાણ શ્રેષ્ઠ માનવું જોઈએ.

બીજા રહેલાં વચનોમાં દત્તા પદ છે વિવાહિતા પદ નથી. જો દત્તાનો અર્થ વિવાહિતાજ લેવામાં આવે તો એ વચનોનો અને આદિપુરાણના ઉપલા વચનનું પણ સમાધાન એવી રીતથી થઇ શકે છે કે આ વાક્યોમાં સામાન્યતઃ વિવાહિતાનો પુનર્વિવાહ કલિ યુગમાં નિષેધ કરવામાં આવ્યો છે, પરંતુ પરાશર મુનિ એ પાંચ વિશેષ સ્થલમાં વિધવાવિવાહની આજ્ઞા આપે છે અને સામાન્ય વિધિ નિષેધ તથા બીજી વિશેષ વિધિ નિષેધનો એવે નિયમ છે કે વિશેષ વિધિ નિષેધના અતિરિક્ત સ્થલમાં સામાન્ય વિધિ નિષેધ લાગે છે. એ વાસ્તે જેનો પત્તો ન લાગતો હોય ઈત્યાદિ પાંચ વિશેષ આપદોના અતિરિક્ત સ્થલમાં જેવી રીતે સ્વામીનું દુઃશીલ, દુશ્ચરિત્ર અથવા નિર્ગુણ થવું* વગેરેમાં પુનર્વિવાહ નિષેધ ગ્રાહ્ય થશે પણ સ્વામીનો પત્તો ન લાગતો હોય, મરી જાય, વગેરે થવાથી પુનર્વિવાહ વિહિત ગણાશે.

સામાન્ય વિધિ નિષેધ, વિશેષ વિધિ નિષેધના અતિરિક્ત

---

* યાજ્ઞવલ્કયે આજ્ઞા આપી છે કે सकृत् प्रदीयते कन्या हरेत्तां चौर दंडभाक् । दत्तामपि हरेत् पूर्वात् रोयाश्चेद्वर आव्रजेत् । १ । ६५ ।

**અર્થાત્**—કન્યા એકવાર આપવામાં આવેછે. દાન કર્યા પછી હરણ કર્યાથી ચોર દંડને લાયક થાય છે. પરંતુ જો શ્રેષ્ઠ વર આવી જાય તો પહેલાથી છિનવીને તેને આપવી જોઇએ.

સ્થલમાં લાગે છે એ રીતિ કંઇ મારી કલ્પનાની નથી; શાસ્ત્રોમ-ધ્યે સર્વ જગામાં એનો વ્યવહાર જોવામાં આવે છે જેમકે—

" अहरहः सन्ध्यामुपासीत् "

અર્થ—દરરોજ સંધ્યોપાસના કરવી જોઈએ.

અહીં વેદમાં સામાન્યતઃ દરરોજ સંધ્યાવંદનની સ્પષ્ટ વિધિ છે પરંતુ

**संध्यां पंच महायज्ञान् नैत्यकं स्मृतिकर्म च ।**
**तन्मध्ये हापयेत्तेषां दशाहान्ते पुनः क्रिया ॥**

( इति शुद्धितत्त्वधृतजाबालिवचनं )

અર્થાત્—અશૌચના મધ્યમાં સંધ્યાવંદન, પંચયજ્ઞ અને સ્મૃતિવિહિત નિત્યકર્મને છોડવાં જોઈએ, અશૌચના અંતમાં પાછાં કરવાં જોઈએ.

અહીં વિશેષ સ્થલમાં જાવાલિકા નિષેધ ગ્રાહ્ય થઈને વેદ વિહિત સંધ્યોપાસન અશૌચમાં બંધ રહેછે. તથા—

**मा हिंस्यात् सर्वभूतानि ।**

અર્થાત્—કોઈ જીવની હિંસા કરવી ન જોઇએ. એ વેદનો સામાન્ય નિષેધ છે પરંતુ

**अश्वमेधेन यजेत ।**

અશ્વવધ કરીને યજ્ઞ કરવો.

ઇત્યાદિ વિશેષ વિશેષ સ્થલમાં પશુવધ વિહિત છે એ યજ્ઞોમાં પશુવધ થતા હતા.*

---

* તે સિવાય એ પણ સમજવું જોઇએ કે વિધવાવિવાહ જો બીજા યુગમાં નિષેધ હોય તો કલિયુગમાં તે અવશ્ય, વિહિત થવું જોઇએ કેમકે બીજા યુગોની વિધિયો કલિયુગની વિધિયો સુગમ થવી જોઈએ. કેમકે કલિયુગમાં માણસ પાપાસક્ત હોય છે.

ત્રીજી આપત્તિ એ છે કે પરાશરનું વચન યુગાન્તર વિષયક છે કલિયુગ વિષયક નથી એ આપત્તિ પણ અસાર છે કેમકે, પરાશર સ્મૃતિ જે વિશેષ કરીને કલિયુગને માટે છે તેનું પ્રમાણ પ્રથમ આપી ગયા છિયે. અને સંહિતાના ઉપક્રમથી પણ એ વાત સિદ્ધ થાય છે. એના સિવાય એનો પુનર્વિવાહ જો કલિયુગનો ધર્મ ન હોય તો બ્રહ્મચર્યાદિ કલિયુગનો ધર્મ ન થવો જોઈએ. જ્યારે શ્લોકમાં એવું પણ કંઈ કહ્યું નથી કે પુનર્વિવાહ કલિયુગનો ધર્મ નથી ત્યારે શા માટે બ્રહ્મચર્યાદિ બીજી સર્વ વાતોને કલિયુગનો ધર્મ માનીને કેવળ પુનર્વિવાહને કલિયુગનો ધર્મ ન માનવો જોઈએ. ભટોજી દીક્ષીતે પણ સ્પષ્ટ લખ્યું છે ( ચતુર્વિંશતિ સ્મૃતિ વ્યાખ્યા વિવાહ પ્રકરણ જુઓ ) જેમકે—

**न च कलिनिषिद्धस्यापि युगान्तरीयधर्मस्यैव नष्टे मृते इत्यादि पराशरवाक्यं प्रतिपादकमिति वाच्यम् । कलावनुष्ठेयान् धर्मानेव वक्ष्यामीति प्रतिज्ञाय तद्ग्रन्थे प्रणयनात् ॥**

**અર્થાત્**—એવું ન કહો કે नष्टे मृते ઈત્યાદિ પરાશર વાક્ય કલિયુગ નિષિદ્ધ યુગાન્તરીય ધર્મ પ્રતિપાદક છે, કેમકે " કલિયુગના ચાલવાવાળા ધર્મ હું કહીશ" એવી રીતની પ્રતિજ્ઞાની સાથે ગ્રંથ કર્યો છે. જો કહોકે માધવાચાર્યે મોટા પંડિત હતા એઓએ જ્યારે એ વાક્યને બીજા યુગનો ધર્મ કહ્યો છે ત્યારે કેમ તેની વાત અમાન્ય થઈ શકે. હા, માધવાચાર્ય મોટા પંડિત અને માન્ય હતા એમાં કંઈ સંદેહ નથી પરંતુ એ ભ્રમ પ્રમાદ વગરના ન હોતા, જો એવું હોત તો ભટોજી દીક્ષિતે એની વાત કેમ તોડી નાખી? બીજા પણ કેટલાક વિષયોમાં એની ભૂલ બીજા ગ્રંથકારોએ બતાવી છે જેમકે—

**माधवस्तु सामान्यवाक्यान्निर्णयं कुर्वन् भ्रान्त एव ।**

**અર્થાત્**—માધવાચાર્ય સામાન્ય વાક્યાનુસાર નિર્ણય કરવા જતાં ભ્રાંતિજાલમાં પડ્યો છે ( નિર્ણયસિંધુ દ્વિતીય પરિચ્છેદ શ્રાદ્ધ નિર્ણય પ્રકરણ )

ઈત્યાદિ બીજા પણ ઘણા સ્થલોમાં માધવાચાર્યની ભ્રાન્તિ જોવામાં આવે છે.

ચોથી આપત્તિ એ છે કે મનુસ્મૃતિ એ સર્વથી શ્રેષ્ઠ છે પરાશર વાક્ય મનુવિરૂદ્ધ હોવાથી ગ્રાહ્ય થઈ શકતું નથી કેમકે, બૃહસ્પતિએ કહ્યું છે કે

**वेदार्थोपनिबंधत्वात् प्राधान्यं हि मनोः स्मृतम् ।**
**मन्वर्थविपरीता या सा स्मृतिर्न प्रशस्यते ॥**

**અર્થાત્**—મનુએ પોતાની સ્મૃતિમાં વેદાર્થ સંગ્રહ કર્યો છે એટલામાટે તે શ્રેષ્ઠ છે. મનુસ્મૃતિના વિપરિત જે સ્મૃતિ છે તે સારી નથી.

એ આપત્તિ પણ વિચાર સિદ્ધ નથી. કેમકે બૃહસ્પતિએ કોઈ યુગ વિશેષનિર્દેશ ન કરતાં સામાન્યરૂપથી મનુસ્મૃતિને શ્રેષ્ઠ અને તેના વિરૂદ્ધ સ્મૃતિઓને અપ્રશસ્તા કહી છે અને મનુસ્મૃતિ વિશેષ કરીને સત્યયુગને માટે છે એટલા માટે સત્યયુગમાં મનુસ્મૃતિ સર્વથી શ્રેષ્ઠ છે. તેના વિરૂદ્ધ બીજી સર્વ સ્મૃતિઓનાં વાક્ય અપ્રશસ્ત સમજતા. પણ કલિયુગમાં પરાશરના પ્રમાણ ( જે આ યુગને માટેજ છે ) વિશેષ કરીને માન્ય છે. પરાશર ભાષ્યમાં માધવાચાર્યે કહ્યું છે કે.

**न च पराशरमहिम्नोऽश्रौतत्वं सहोवाच व्यासः पाराशर्य इति श्रुतौ पराशरपुत्रत्वमुपजीव्य व्यासस्य स्तुतत्वात् । यदा सर्वसम्प्रतिपन्नमहिम्नो वेदव्यास-**

**स्यापि स्तुतये पराशरपुत्रत्वमुपजीव्यते तदा किमु वक्तव्यमचिन्त्यमहिमा पराशर इति । तस्मात् पराशरोऽपि मनुसमान एव । एष एव न्यायो वसिष्ठात्रियाज्ञवल्क्यादिषु योजनीयः ॥**

**અર્થ**—વેદોમાં પરાશરનો મહિમા વર્ણવેલો છે. પરાશરના પુત્ર વ્યાસે કહ્યું " અહીં વેદમાં "પરાશરપુત્ર તમે જીવો" એવી રીતથી વ્યાસની પ્રશંસા કરવામાં આવી છે. વેદ વ્યાસના મહિમાને સઘળા માને છે. જ્યારે એની પ્રશસાને માટે પરાશરપુત્ર એ પ્રમાણેનું કહેવામાં આવ્યું છે ત્યારે પરાશરનો મહિમા જે અચિંત્ય છે એને તો શું કહેવો. એ વાસ્તે પરાશર પણ મનુના સરખો છે. આ યુક્તિ વશિષ્ઠ અત્રિ યાજ્ઞવલ્કય વગેરેના વિષયમાં પણ લગાડવી જોઇએ.

એટલા માટે જ્યારે સઘળી સ્મૃતિ કરનારા ઋષિયોને સર્વજ્ઞ અને ભ્રમપ્રમાદ વગરના માનવામાં આવે છે, સઘળાઓએ જ્યારે પોતપોતાની સ્મૃતિમાં વેદાર્થેજ સંગ્રહ કર્યા છે તથા વેદમાં પણ સઘળાઓનો મહિમા વર્ણવેલો છે, ત્યારે સઘળા ઋષિયો એક સરખા માનને લાયક છે એમાં કાંઈ સંદેહ નથી. એટલુંજ વિશેષ છે કે, એક એક યુગમાં એક એક સ્મૃતિની પ્રધાનતા છે. સત્યયુગમાં મનુસ્મૃતિની પ્રધાનતા. ત્રેતાયુગમાં ગૌતમ સ્મૃતિની, દ્વાપરમાં શંખલિખિત સ્મૃતિની અને કલિયુગમાં પરાશર સ્મૃતિની પ્રધાનતા છે. એટલામાટે જ્યારે મનુસ્મૃતિ અને પરાશર સ્મૃતિ ભિન્ન ભિન્ન યુગના શાસ્ત્ર થયાં, ત્યારે એ બંનેના પરસ્પર વિરોધની સંભાવના ક્યાં હોય ?

આ વાત સઘળાઓ જાણે છે કે આજકાલના આચાર વ્યવહાર ઘણા મનુથી ઉલટા છે, પણ તે બીજી સ્મૃતિયોના અનુસાર છે જેમકે મનુએ નિયમ કર્યો છે.

त्रिंशद्वर्षो वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीम् ।
त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥९।९४॥

અર્થ—ત્રીસ વર્ષના પુરૂષે બાર વર્ષની કન્યાની સાથે વિ-વાહ કરવો. અને ચોવીસ વરસના પુરૂષે આઠ વર્ષની કન્યાસાથે વિવાહ કરવો. આ નિયમને તોડ્યાથી માણસ જલદીથી ધર્મભ્રષ્ટ થાય છે. પરંતુ અંગિરાએ કહ્યું છે.

अष्टवर्षा भवेद्गौरी नववर्षा तु रोहिणी ।
दशमे कन्यका प्रोक्ता अत ऊर्ध्वं रजस्वला ॥
तस्मात्संवत्सरे प्राप्ते दशमे कन्यका बुधैः ।
प्रदातव्या प्रयत्नेन न दोषः कालदोषतः ॥

( इति उद्वाहतत्त्वधृतं )

**અર્થ**—આઠ વર્ષની કન્યાને ગૌરી કહે છે, નવ વર્ષનીને રો-હિણી કહેછે, દશ વર્ષનીને કન્યા કહે છે, એનાથી મોટી રજસ્વલા થાય છે. એટલા માટે દશમું વર્ષ બેસે એટલે બુદ્ધિમાનોએ ય-ત્નની સાથે કન્યાદાન આપવું જોઇએ ત્યારે કાલદોષથી કંઇ દોષ થતો નથી.

હવે જોવું જોઈએ કે દેશની રૂઢી શું છે, બાર વર્ષની ક-ન્યા મનુની આજ્ઞા પ્રમાણે ૩૦ વર્ષના વરને અને ૮ વર્ષની ક-ન્યા ૨૪ વર્ષના વરને શોધીને આપવી, અથવા અંગિરાના પ્ર-માણે ૮–૯–૧૦ વર્ષની કન્યાનો વિવાહ કરવો, વરની ઉમર ચાહે તેટલી હોય. સઘલાઓ જાણે છે કે આ વિષયપર મનુના કરતાં અંગિરાનો મત વધારે માનવામાં આવે છે. પછી શા માટે પરા-શરનો વિધવા વિવાહ વિષયનો મત જે કલિયુગને માટેજ છે તે વિ-શેષ કરીને માનવો નહિ જોઈએ.

પરંતુ એ પણ જોવું જોઇએ કે વિધવાવિવાહ વસ્તુતઃ મનુવિરૂદ્ધ છે કે નહિ. મનુએ કહ્યું છે.

**या पत्या वा परित्यक्ता विधवा वा स्वयेच्छया ।**
**उत्पादयेत्पुनर्भूत्वा स पौनर्भव उच्यते । ९ । १७५ ।**

**અર્થાત્**—જે સ્ત્રીને પતિએ છોડેલી હોય અથવા વિધવા હોય એ જો પોતાની ઇચ્છાથી પુનર્વિવાહ કરીને પુત્ર ઉત્પાદન કરે એ પુત્રને પૌનર્ભવ કહે છે. વિષ્ણુએ કહ્યું છે.

**अक्षता भूयः संस्कृता पुनर्भूः ॥ १९ ॥**

**અર્થાત્**—અક્ષતયોનિ સ્ત્રીનો જો પુનર્વાર વિવાહસંસ્કાર થાય તો તેને પુનર્ભૂ કહેછે. યાજ્ઞવલ્ક્યે કહ્યું છે.

**अक्षता च क्षता चैव पुनर्भूः संस्कृता पुनः।१।६७।**

**અર્થાત્**—અક્ષતયોનિ હોય, ચાહે તો ક્ષતયોનિ હોય પુનર્વાર એનો વિવાહ સંસ્કાર થવાથી તે પુનર્ભૂ થાય છે. વશિષ્ટે કહ્યુંછે.

**या च क्लीबं पतितमुन्मत्तं वा भर्त्तारमुत्सृज्य ।**
**अन्यं पतिं विन्दते मृते वा सा पुनर्भूर्भवति ॥७॥**

**અર્થાત્**—જે સ્ત્રી નપુંસક પતિત તથા ઉન્મત્ત ભર્ત્તાને છોડીને અથવા પતિના મરવાથી બીજા પતિને પામે તે પુનર્ભૂ થાય છે.

એ પ્રમાણે મનુ, વિષ્ણુ, યાજ્ઞવલ્ક્ય અને વશિષ્ટે પુનર્ભૂ ધર્મનું વર્ણન કર્યું છે, અર્થાત્ પતિ પતિત, નપુંસક તથા ઉન્મત્ત થવાથી, અથવા પતિના મરવાથી તથા છોડી દેવાથી સ્ત્રીઓને પુનર્વારવિવાહ કરવા સંસ્કારની વિધિ છે. એમાં જો એવી આપત્તિ કરે કે મનુ વગેરેઓએ પૌનર્ભવ પુત્રના વિષયમાં કહ્યું છે તે કેવળ એ વાસ્તે છે કે એવી રીતનો પુત્ર ઉત્પન્ન થવાથી તેનું શું નામ થશે, એનું તાત્પર્ય એવું નહતું કે એવી રીતના પુત્ર શાસ્ત્ર વિહિત સમ-

જાય. એ આપત્તિ ગ્રાહ્ય થઇ શકતી નથી કેમકે મનુએ ઔરસ વગેરે બાર પ્રકારના પુત્રોમાં પૌનર્ભવને પણ ગ્રહણ કર્યો છે. છેલે એવું કહ્યું છે કે—

**क्षेत्रजादीन् सुतानेतानेकादश यथोदितान् ।**
**पुत्रप्रतिनिधीनाहुः क्रियालोपान्मनीषिणः ।९।१८०।**

અર્થાત્—ક્ષેત્રજથી આદિ લેઈને યથોક્ત અગીઆર પ્રકારના પુત્ર ઔરસ પુત્રના અભાવથી શ્રાદ્ધાદિ ક્રિયાલોપની સંભાવના થવાથી પુત્ર પ્રતિનિધિ કહેવામાં આવ્યા છે.

યાજ્ઞવલ્કયે પણ બાર પ્રકારના પુત્રનાં લક્ષણ કહ્યાં છે જેમાં પૌનર્ભવ પણ છે,—એવું કહ્યું છે.

**पिंडदोंऽशहरश्चैषां पूर्वाभावे परः परः ॥२॥१३२॥**

અર્થાત્—એ બાર પ્રકારના પુત્રોમાં પૂર્વ પૂર્વ પુત્રના અભાવ થવાથી ત્યારપછીના પુત્ર શ્રાદ્ધાધિકારી અને ધનાધિકારી થાય છે.

એવી રીતે જ્યારે મનુ અને યાજ્ઞવલ્કયે પૌનર્ભવને શ્રાધાવિકારી અને ધનાધિકારી કહ્યો છે ત્યારે પુનર્ભવ જે શાસ્ત્રવિહિત પુત્ર નથી એ વાત ગ્રાહ્ય થઈ શકતી નથી, કોઈ કોઈ કહેછે કે મનુએ બાર જાતના પુત્રનું જ્યાં વર્ણન કર્યું છે ત્યાં પૌનર્ભવને દશમા સ્થાનમાં રાખ્યો છે એ વાસ્તે પૌનર્ભવ અતિ અપકૃષ્ટ પુત્ર છે. એમાં એ કહેવું છે કે મનુના મતમાં તો પૌનર્ભવ અપકૃષ્ટ છે, પરંતુ યાજ્ઞવલ્કય, વશિષ્ઠ અને વિષ્ણુના મતમાં અપકૃષ્ટ નથી કેમકે એઓએ પૌનર્ભવને દત્તક પુત્રથી પણ શ્રેષ્ઠ ગણ્યો છે. યાજ્ઞવલ્કયે પૌનર્ભવને છઠ્ઠા સ્થાનપર અને દત્તકને સાતમા સ્થાનપર રાખ્યો છે. અને પૂર્વ પૂર્વ પુત્રના અભાવમાં ત્યારપછીના પુત્રને શ્રાદ્ધાધિકારી અને ધનાધિકારી કહ્યા છે. તેના કહ્યા પ્રમાણે પૌનર્ભવ દત્તકથી પ્રથમ શ્રાદ્ધાધિકારી અને ધનાધિકારી થાય છે;

એનાપરથી સિદ્ધ થાય છે કે પૌનર્ભવ દત્તકના કરતાં શ્રેષ્ઠ પુત્ર થયો. વશિષ્ઠે પૌનર્ભવને ચોથો કહ્યો છે જેમકે—

**पौनर्भवश्चतुर्थः [ १७ अ०**

**અર્થાત્**—પૌનર્ભવ ચોથો છે.

વિષ્ણુએ પણ પૌનર્ભવને ચોથો અને દત્તકને આઠમો કહ્યોછે જેમકે—

**पौनर्भवश्चतुर्थः । दत्तकश्चाष्टमः ॥ १९ ॥ अध्याय**

**અર્થાત્**—પૌનર્ભવ ચોથો છે. દત્તક આઠમો છે.

મનુના મતમાં પૌનર્ભવ દશમસ્થાનમાં વર્ણેલો છે એ વાસ્તે હજીસુધી તેને અપકૃષ્ટ કહે છે પરંતુ યાજ્ઞવલ્કયના મતમાં સાતમો અને વસિષ્ઠ તથા વિષ્ણુના મતમા ચતુર્થ સ્થાનપર મુકરર થયો છે અને દત્તક પુત્રના કરતાં પણ શ્રેષ્ઠ ગણવામાં આવ્યો છે. મનુસ્મૃતિ સત્યયુગનું પ્રધાન શાસ્ત્ર છે, એ વાસ્તેજ એ યુગમાં પૌનર્ભવ નિકૃષ્ટ પુત્ર ગણેલો છે. સર્વ યુગોમાં એકજ વ્યવસ્થા હોતતો પૌનર્ભવને યાજ્ઞવલ્કય સપ્તમ સ્થાનપર અને વિષ્ણુ અને વશિષ્ઠ ચતુર્થ સ્થાનપર કદી ગણુત નહિ. મનુએ જ્યારે પૌનર્ભવ પુત્રનું વિધાન કર્યું છે ત્યારે વિધવાવિવાહ મનુ વિરૂદ્ધ થઈ શકતો નથી. હાં એને અપકૃષ્ટ કહી શકાય છે. પણ કલિયુગનું ધર્મશાસ્ત્ર જે પરાશર સ્મૃતિ છે એમાં પુનર્ભવ સ્ત્રી નથી, અને પૌનર્ભવ પુત્ર પણ નથી. એના ઉપરથી સાબેત થાય છે કે સત્યયુગમાં ચાહેતો તે કંઇક અપકૃષ્ટ ગણાતો હતો પણ કલિયુગમાં એને પ્રથમ વિવાહિતા સ્ત્રી અને ઔરસ પુત્રના કરતાં કોઈપણ રીતે અપકૃષ્ટ ગણવો ન જોઈએ.

કલિયુગમાં વિધવા વિવાહિતા સ્ત્રીના ગર્ભજાત પુત્રને ઔરસ પુત્ર ગણવો જોઇએ એનું પ્રમાણ મહાભારતથી પણ મળે છે. ઐરાવત નામના નાગરાજની એક કન્યા હતી, એ કન્યા જ્યારે વિધવા થઈ ત્યારે નાગરાજે અર્જુનની સાથે વિવાહ કરી આપ્યો.

અર્જુનના ઔરસથી તે બીજીવાર વિવાહિતા કન્યાના ગર્ભમાં ઇરાવાન્ નામનો જે પુત્ર ઉત્પન્ન થયો હતો તે અર્જુનનો ઔરસ પુત્ર ગણાયો છે. જેમકે

**अर्जुनस्यात्मजः श्रीमानिरावान्नाम वीर्यवान् ।**
**सुतायां नागराजस्य जातः पार्थेन धीमता ॥**
**ऐरावतेन सा दत्ता ह्यनपत्या महात्मना ।**
**पत्यौ हते सुपर्णेन कृपणा दीनचेतना ॥**
**भार्यार्थं तां च जग्राह पार्थः कामवशानुगाम् ।**
**जघान समरे शूरान् राज्ञस्तान् भीष्मरक्षितः ॥**

( भीष्मपर्व ९१ अध्याय )

**અર્થાત્**—નાગરાજની કન્યાને વિષય અર્જુનનો વીર્યવાન્ પુત્ર શ્રીમાન ઈરાવાન નામનો ઉત્પન્ન થયો. સુપર્ણને દ્વારે એ કન્યાનો પતિ મર્યાથી નાગરાજ મહાત્મા ઐરાવતને તે દુઃખિતા, વિપસ્મા, પુત્રહીના કન્યાને અર્જુનને દાન કરી. અર્જુને એ વિવાહાર્થિ કન્યાનું પાણિગ્રહણ કીધું. અર્જુને એ ઔરસ પુત્રને હત ન સમજીને ભીષ્મ રક્ષક પરાક્રમી રાજાઓને યુદ્ધમાં માર્યા.

એનાથી એ સપ્રમાણ થાયછે કે પૂર્વ યુગોના પૌનર્ભવ કલિયુગના પ્રથમથીજ ઔરસ ગણાતો આવતો હતો.

હવે એ જોવું જોઈએ કે જે લોક વિધવાવિવાહને મનુવિરૂદ્ધ કહેછે એઓ આ વિષયમાં શું પ્રમાણ આપેછે. એકતો આ અડધો શ્લોક દેખાડે છે.

**न द्वितीयश्च साध्वीनां क्वचिद्भर्त्तोपदिश्यते ॥५॥१६२**

પરંતુ એનો અર્થ અને તાત્પર્ય જાણવા માટે એ શ્લોક પુરો અને તેના પહેલાના બે શ્લોકને પણ જોવા જોઇએ જેમકે—

मृते भर्त्तरि साध्वी स्त्री ब्रह्मचर्यव्यवस्थिता ।
स्वर्गं गच्छत्यपुत्रापि यथा ते ब्रह्मचारिणः॥५।१६०
अपत्यलोभाद् या तु स्त्री भर्त्तारमतिवर्त्तते ।
सेह निन्दामवाप्नोति पतिलोकाच्च हीयते ॥ ५।१६१।
नान्योत्पन्ना प्रजास्तीह न चाप्यन्यपरिग्रहे ।
न द्वितीयश्च साध्वीनां क्वचिद्भर्त्तोपदिश्यते॥५॥१६२।

**અર્થાત્**—ભર્ત્તાના મરવાથી સાધ્વી સ્ત્રીએ બ્રહ્મચર્ય અવલંબન કરવાથી પુત્ર વગર પણ સ્વર્ગમાં જાય છે જેવીરીતે નૈષ્ઠિક બ્રહ્મચારી પુત્ર વગર સ્વર્ગમાં જાય છે.

જે સ્ત્રી સંતાનના લોભથી વ્યભિચારિણી થાય છે તે આ લોકમાં નિંદાને પ્રાપ્ત થાય છે અને પતિ લોકથી ભ્રષ્ટ થાય છે. પરપુરૂષ દ્વારે પુત્ર પુત્રજ નથી અને પર ભાર્યામાં ઉત્પન્ન પુત્ર પુત્ર થતો નથી.

સાધ્વી સ્ત્રીને માટે દ્વિતીય અર્થાત્ પરપુરૂષ ભર્ત્તા થવાનો કંઇ ઉપદેશ નથી.

તાત્પર્ય એનું એ છે કે.

अनन्ताः पुत्रिणां लोका नापुत्रस्य लोकोऽस्तीति श्रूयते । ( वशिष्ठस्मृति १७ अध्याय )

**અર્થાત્**—પુત્રવાનોને સ્વર્ગ અનંત છે અપુત્રને સ્વર્ગ મળતું નથી એવું વેદોમાં સંભળાય છે.

આ વચનાનુસાર પુત્રહીના થવાથી સ્વર્ગમાં ન જવાય એ ભયથી અને પુત્રવતી થવાથી સ્વર્ગ મળે છે એ લોભથી વ્યભિચારિણી થઈને જે સ્ત્રી બીજા પુરૂષને દ્વારે પુત્રોત્પાદનમાં પ્રવૃત્ત થાય છે તે નિંદિતા થાય છે અને સ્વર્ગથી ભ્રષ્ટ થાય છે કેમકે

અવિધાનથી પરપુરૂષને દ્વારે ઉત્પન્ન પુત્ર પુત્ર કહેવાઈ શકાતો નથી. જો કહોકે સ્ત્રી જે પરપુરૂષને દ્વારે પુત્ર ઉત્પન્ન કરાવશે એને તેનો પતિ કહેશે; એ શાસ્ત્રસંમત નથી. કેમકે, સાધ્વી સ્ત્રીને માટે પરપુરૂષ ભર્ત્તા થવાવિષે ક્યાં પણ ઉપદેશ નથી. એટલામાટે મનુનું ઉપલું વાક્ય વિધવા સ્ત્રીને માટે અપત્ય લોભથી વ્યભિચારિણી થવાના નિષેધક છે. શાસ્ત્રવિધાનાનુસારે બીજા પુરૂષથી વિવાહ કરવાનો નિષેધક નથી, કેમકે વિવાહનું વારણ આ વાક્યમાં ક્યાં પણ નથી; અને જેની સાથે વિવાહ થઈ ગયો છે એતો પોતાનોજ પતિ થઇ ગયો એને પરપુરૂષ કહી શકાતો નથી. જો તે વાક્યનો આ તાત્પર્ય ન લે તો મનુએ જે પૌનર્ભવ પુત્રનો વિધાન કર્યો છે તે સંગત થતો નથી.

મનુનું બીજું એક વાક્ય આ છે જેને કોઈ કોઈ વિધવા વિવાહને નિષેધક સમજે છે જેમકે—

**न विवाहविधायुक्तं विधवावेदनं पुनः ।९।६५**

વિવાહની વિધિમાં વિધવાનું પુનઃ વેદન કહેવામાં આવ્યું નથી. આ અડધા શ્લોકથી આવો ભ્રમ થવો આશ્ચર્ય નથી કે એ વિધવાવિવાહનો નિષેધક છે. પરતુ પ્રકરણ જોયાથી અર્થાત્ તેના આગલા અને પાછલા શ્લોક જોવાથી જણાશે કે એનું તાત્પર્ય બીજું છે જેમકે—

**देवराद्वा सपिंडाद्वा स्त्रिया सम्यङ्नियुक्तया ।**
**प्रजेप्सिताऽधिगन्तव्या सन्तानस्य परिक्षये॥९॥५९॥**
**विधवायां नियुक्तस्तु घृताक्तो वाग्यतो निशि ।**
**एकमुत्पादयेत्पुत्रं न द्वितीयं कथं च न॥ ९ ॥ ६० ॥**
**द्वितीयमेके प्रजनं मन्यन्ते स्त्रीषु तद्विदः ।**
**अनिर्वृतं नियोगार्थं पश्यन्तो धर्मतस्तयोः ॥९।६१।**

विधवायां नियोगार्थे निर्वृत्ते तु यथाविधि ।
गुरुवच्च स्नुषावच्च वर्जेयाताम् परस्परम् ॥९॥ ६२ ॥
नियुक्तौ यौ विधिं हित्वा वर्तेयातान्तु कामतः ।
तावुभौ पतितौ स्यातां स्नुषागगुरुतल्पगौ॥९॥ ६३॥
नान्यस्मिन् विधवा नारी नियोक्तव्या द्विजातिभिः ।
अन्यस्मिन् हि नियुंजाना धर्मं हन्युः सनातनम्॥९।६४
नोद्वाहिकेषु मंत्रेषु नियोगः कीर्त्यते क्वचित् ।
न विवाहविधावुक्तं विधवावेदनं पुनः ॥ ९ ॥ ६५ ॥
अयं द्विजैर्हि विद्वद्भिः पशुधर्मो विगर्हितः ।
मनुष्याणामपि प्रोक्तो वेने राज्यं प्रशासति ॥९॥६६॥
स महीमखिलां भुंजन् राजर्षिप्रवरः पुरा ।
वर्णानां संकरं चक्रे कामोपहतचेतनः ॥ ९ ॥ ६७ ॥
ततःप्रभृति यो मोहात् प्रमीतपतिकां स्त्रियम् ।
नियोजयत्यपत्यार्थं तं विगर्हन्ति साधवः ॥९॥ ६८ ॥

**અર્થાત્**—સંતાનનો અભાવ હોવાથી યથાવિધાનથી નિયુક્તા સ્ત્રી દેવરને દ્વારે તથા સપિંડને દ્વારે અભિલાષિત પુત્ર મેળવે. ૫૯. જે વિધવા નિયોગ કરવા તત્પર થાય તેણે શરીરમાં ઘી લગાડીને અને મૌન ધારણ કરીને રાત્રિના સમયે એક પુત્ર ઉત્પન્ન કરવો પણ બીજો કદાપિ ન કરવો. ૬૦. કોઈ કોઈ નિયોગ શાસ્ત્રના જાણવાવાળા એક માત્ર પુત્રથી ધર્મતઃ નિયોગનો ઉદ્દેશ સંપન્ન ન થાય તો બીજા પુત્રની ઉત્પત્તિ પણ ઉચિત સમજે છે. ૬૧. વિધવાનો યથાવિધિ નિયોગનો ઉદ્દેશ સિદ્ધ થવાથી તે પરસ્પર ગુરૂ અને પુત્રવધૂના પ્રમાણે વ્યવહાર કરે. ૬૨. જે નિયુક્ત સ્ત્રી

પુરૂષ વિધિનો ત્યાગ કરીને કામથી વર્ત્તે છે તે બંને પતિત અને પુત્રવધૂગામી અને ગુરૂતલ્પગામી થાય છે. ૬૩. દ્વિજાતિએ વિધવા નારીનો બીજાની સાથે નિયોગ ન કરવો ને બીજાના વિષય વિધવા નારીનો નિયોગ ન કરવો જોઈએ કેમકે તેમ કર્યાંથી સનાતન ધર્મની હાની થાય છે. ૬૪. વિવાહના મંત્રમાં ક્યાં પણ નિયોગ કથેલો નથી અને વિવાહની વિધિમાં વિધવાનું પુનર્વાર વેદન ક્યાં પણ કહેવામાં આવ્યું નથી. ૬૫. વિદ્વાન્ બ્રાહ્મણોએ આ પશૂધર્મની નિંદા કરી છે, વેણના રાજ્યશાસનના સમયમાં આ ધર્મ મનુષ્યોના પણ કહેવામાં આવ્યો હતો. ૬૬. એ રાજર્ષિશ્રેષ્ઠે પૂર્વકાળમાં સર્વ પૃથ્વીનો અધીશ્વર થઇને અને કામને દ્વારે હતબુદ્ધિવાળો થઇને વર્ણોને સંકર કર્યાં હતા. ૬૭ ત્યારથી જે મોહાન્ધ થઈને પતિ વગરની સ્ત્રીને પુત્રોત્પાદનને માટે ( પરપુરૂષમાં ) નિયોગ કરાવે છે તેની સાધુ લોક નિંદા કરેછે. ૬૮.

હવે વિચાર કરીને જોવું જોઈએ કે આ પ્રકરણમાં પહેલેથી લેઇને છેલ્લે સુધી ક્ષેત્રજપુત્ર અર્થાત્ વિવાહના વગર નિયોગ માત્રથી પુત્ર ઉત્પાદનની વિધિ નિષેધ છે. વિધવાના પુનર્વિવાહનો નિષેધ નથી. વેદન શબ્દનો અર્થ નિયોગપ્રકરણમાં નિયોગ થાય છે અને વિવાહપ્રકરણમાં વિવાહ છે. ત્યાં નિયોગપ્રકરણ છે. એ વાસ્તે ઉપલા અડધા શ્લોકનો ઉદ્દેશ પરપુરૂષની સાથે નિયોગનો નિષેધ છે.

એ પણ અર્થ કંઈ અમારોજ નથી. દેવગુરૂ ભગવાન બૃહસ્પતિએ પણ એવીજ મીમાંસા કરી છે જેમકેઃ—

**उक्तो नियोगो मनुना निषिद्धः स्वयमेव तु ।**
**युगह्रासादशक्योऽयं कर्त्तुमन्यैर्विधानतः ॥**

( इति कुल्लूकभट्टधृतवचनं )

**અર્થાત્**—મનુએ નિયોગ ધર્મ પોતેજ કહ્યો છે અને પોતે-

જ તેનો નિષેધ કર્યો છે. યુગ હ્રાસ થવાથી લોક યથાવિધાને એ ધર્મ પાલન કરી શકતા નથી.

તાત્પર્ય કે સત્ય ત્રેતા આદિ ત્રણ યુગને માટે એવું વિધાન કર્યું છે અને કલિયુગને માટે નિષેધ કર્યો છે એનાથી પણ સ્પષ્ટ સમજાય છે કે ઉપલો નિષેધ નિયોગનો છે વિધવા વિવાહનો નથી.

અહીં એ પણ જાણવું જોઈએ કે નારદસ્મૃતિ મનુસ્મૃતિનો એક ભાગ છે. નારદે મનુપ્રણીત વૃહત્ સ્મૃતિનો સંક્ષેપ કર્યો એ વાસ્તે એનું નામ નારદસ્મૃતિ થયું, જેવીરીતે હાલની મનુસ્મૃતિ ભૃગુપ્રોક્ત થવાથી ભૃગુસ્મૃતિ પણ કહેવાય છે. નારદસ્મૃતિના આ આરંભમાં લખ્યું છે કે.

भगवान् मनुः प्रजापतिः सर्वभूतानुग्रहार्थमाचारस्थितिहेतुभूतं शास्त्रं चकार । तदेतत् श्लोकशतसहस्रमासीत् तेनाध्यायसहस्रेण मनुः प्रजापतिरुपनिबध्य देवर्षये नारदाय प्रायछत् । स च तस्माद्धीत्य महत्त्वान्नायं ग्रन्थः सुकरो मनुष्याणां धारयितुमिति द्वादशभिः सहस्रैः संचिक्षेप तच्च सुमतये भार्गवाय प्रायच्छत् । स च तस्मादधीत्य तथैवायुर्ह्रासादल्पीयसी मनुष्याणां शक्तिरिति ज्ञात्वा चतुर्भिः सहस्रैः संचिक्षेप । तदेतत् सुमतिकृतं मनुष्या अधीयते । विस्तरेण शतसहस्रं देवगन्धर्वादयः यत्रायमाद्यः श्लोको भवति ।
आसीदिदं तमोभूतं न प्राज्ञायत किंचन ।
ततः स्वयंभूर्भगवान् प्रादुरासीच्चतुर्मुखः ॥

**અર્થાત્**—ભગવાન્ મનુ પ્રજાપતિએ સર્વ ભૂતોના હિતને માટે આચારરક્ષાના કારણ સ્વરૂપ શાસ્ત્ર કર્યું. એ શાસ્ત્ર લાખ શ્લોકમાં રચ્યું હતું. મનુ પ્રજાપતિએ એ શાસ્ત્ર હજાર અધ્યાયમાં પુરૂં કરીને દેવર્ષિ નારદને આપ્યું. તેણે એ વાંચીને એ ગ્રંથ મોટો છે મનુષ્યોને એનું ધારણ કરવું મુશકેલ પડશે એ સમજીને બાર હજાર શ્લોકોમાં તેનો સંક્ષેપ કર્યો. અને એ ભૃગુવંશના સુમતિને આપ્યું. સુમતિએ દેવર્ષિ નારદથી વાંચીને તે પ્રમાણે આયુષ્ય કમની સાથે માણસની શક્તિનો હ્રાસ જોઈને ચાર હજાર શ્લોકમાં સંક્ષેપથી સારસંગ્રહ કર્યો એ સુમતિકૃત મનુસ્મૃતિનું મનુષ્યલોક અધ્યયન કરેછે દેવગંધર્વ લોક હજાર શ્લોકવાળા મોટા ગ્રંથનો પાઠ કરે છે. જેનો પહેલો શ્લોક આ છે.

આ જગત અંધકારમય હતું કંઈ જાણવામાં આવતું નહોતું. ત્યારપછી ભગવાન ચતુર્મુખ બ્રહ્મા આવિર્ભૂત થયા.

એનાથી સ્પષ્ટ જણાય છે કે નારદસ્મૃતિ વૃહત્ મનુસ્મૃતિનો સારભાગ માત્ર છે. અને નારદસ્મૃતિમાં જ્યારે તેજ શ્લોક છે તો પરાશર સ્મૃતિમાંથી અમે આગળ આપેલો છે તો તે શ્લોક મનુસ્મૃતિનો પણ થયો એમાં સંદેહ શો? એ વાસ્તે માધવાચાર્યે પરાશર ભાષ્યમાં એ શ્લોકને મનુનું વચન કહ્યું છે. જેમકે.

**मनुरपि**

**नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतितेपतौ ।**
**पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥**

**અર્થાત્**—મનુએ પણ કહ્યું છે. નપુંસક થાય, અથવા સ્વામીનો પત્તો ન લાગતો હોય, મરણ પામે, સંન્યાસી થાય, નિરૂપિત થયાથી, પતિત થયાથી આ પાંચ આપદોમાં સ્ત્રિયોને બીજા પતિનું વિધાન છે.